MADHURI, E. Billimoria
and Khatoon
in "LAHARI LALA"



મધુરી, ઇ. બીલીમોરીયા, ખાતુન
"લહરી લાલા"માં



*A JAYANT DESAI Production*

1

# STUDIO NORTH EAST WEST SOUTH

Vol. II | 30th MAY 1936. | No. 17



MR. CHANDULAL SHAH the man at the wheel, has nearly completed, "PRABHU-KA-PYARA" featuring GOHAR the Queen of Emotions, as a daughter of an atheist millionaire who has to suffer great handship in the battle of life. Keki Bawa plays the atheist millionaire, and and E. Billimoria is an extravagant, happy-go lucky youth, and come what-may gentleman. Ram Apte has also an important role to perform.



MR. JAYANT DESAI is stepping out of the editting room, leaving behind "MATLABI DUNIA" to find its own way, and walks straight to the set of "LAHARI LALA" where MADHURI, E. BILLIMORIA, Khatoon, Ishwerlal and others anticipate his august arrival.

MR. MADHOK's "DIL-KA -DAKU" at West End has proved a trump card, and he is seen rolling about the studio with alacrity. ROSA HATE and RAJA SANDOW, have acted admirably well, with Ishwerlal and Khatoon running in close finish. The sonorous music of the picture compels the audience to hum the tunes, Mr. Madhok, is on his way with "JWALAMUKHI" wherein Rosa Hate, Padmadevi, Ishwerlal play chief roles.



"MATLABI DUNIA" is Ranjit's next release at West End Talkies starring MADHURI and Raja Sandow with Ishwerlal, Khatoon, Ghory, Dixit, Charlie, Shanta, Kamla and Ram Apte in important roles.



Ram Apte again shines out as a naughty little kid, and Ghory has a peculiar role to perform. He represents an artist with all the qualifications his title demands.

While etching out these lines, the telephone bell rings, and the studio manager, blusters out that Mr. Chandulal Shah has commenced work on his new vehicle, entitled "ACHHUT-KI-LADKI" featuring Gohar, E. Billimoria and others. It will be a problem picture, depicting the life of a girl who suffers simply because she is born "an untouchable."

**1. Matlabi Dunia, 2. Prabhu-ki-Pyara**
**3. Lahari Lala 4. Jwalamukhi, 5. Achhut-ka-Ladki**

# Something to Crow About



In Germany during the nineteenth century all Princes of Royal Blood, had their proxy—that is, a boy who was brought up with the Princes, and who was punished every time the Princes misbehaved.

*   *   *   *   *

In the great War, a British soldier received a bullet wound in the centre of his forehead, which made a hole, now he can smoke a cigarette through the hole, thus made.

*   *   *   *   *

An advertisement in a French Newspaper :- "Paraminobenzoyldiaethylaminoaethanolumphydrochloricum"—ought to be in every medicine Chest.

*   *   *   *   *

A Japanese Child is One year old the day it is born.

*   *   *   *   *

Joseph Conard famous master of English language could not speak a word of it till the age of 25.

*   *   *   *   *

A Chicken owned by a Southern farmer laid a perfectly square egg.

*   *   *   *   *

## A TRAGIC MISTAKE.

In 1851, during Napoleon III's coup d'etat, a soldier rushed into the General's tent (who was greatly troubled with his cough) saying that the enemies have entered the Imperial Capital. The General exclaimed, "Ma Sacre Toux" (My damned cough) this the soldier understood to mean "Massacre Tous" (Massacre Everybody) the order to fire was given and thousands of lives were lost.

---

Peanuts are not Nuts.
They are beans.

---

The Silver Fish is not a Fish.
It is an insect.

---

A Pineapple is not an apple—nor is it a Pine.
It is a berry.

---

A Seat on the Stock-Exchange is not a Seat.
The word Seat merely implies a membership.

SHREE
# RANJIT BULLETIN

વાર્ષીક લવાજમ રૂ. ૨, પરદેશ શી. ૬

પુ. ૨ જું | અંક ૧૭ મો | તા. ૨૮-૫-૩૬ | કીંમત ૧ આનો

## રણજીત સ્ટુડીઓ સમાચાર

મ ત લ બી દુ ની આ

વેસ્ટ એન્ડમાં "દિલ કા ડાકુ" રોમાન્સની કરૂણરસભરી કહાણી પ્રેક્ષકોના દીલને જીતી રહેલ છે. જ્યારે 'મતલબી દુનીઆ' રણજીતના દરવાજામાંથી રવાના થવાની તૈયારી કરે છે. શ્રી. જયંત દેસાઇ આ ખેલપટને માટે વીશ્વાસપુર્વક વાત કરે છે અને એમનાં તમામ ચિત્રપટોથી જુદું તરી આવે એવું ચિત્રપટ બનાવવા માટે એમણે નવી નોખી ટેકનીક અને રજુઆતનો ઉપયોગ કર્યો છે એટલુંજ નહીં પણ મીસ મધુરીને ઘણાજ લાગણી પ્રધાન પાત્રની ભુમિકામાં સફળતાપુર્વક રજુ કરવા માટે એમણે દ્રશ્યોના નીરૂપણમાં ઘણી નવીનતા દાખલ કરી છે. સવાદોને કુદરતી પ્રવાહમાં વહેવા દઇ ભાવના અને ઉર્મી સાથે ગતિને વધારે મહત્વ આપવામાં આવ્યું છે. અને એથીજ શ્રી. જયંત દેશાઇની આ ચિત્રકૃતિ-કલાનો એક નમુનો બનશે એમ સૌ આશા રાખી રહ્યા છે. પાંચ પાંચ મહીનાના સતત પરીશ્રમ પછી આ ચિત્રપટ રૂપેરી પરદા પર આવે છે. સામાજીક પ્રશ્નો પરત્વે જરાય વીવેચનમાં પડ્યા વિના વસ્તુસ્થતિના દર્શન પુરતુંજ વાર્તાનું ધ્યેય કેંદ્રિત થયું છે અને એથી ડાયરેકટરની કલ્પનાએ એમાં ટેકનીકનો ઉપયોગ કરી સત્ય દર્શનને કલાનો ઓપ ચડાવ્યો છે.



" મતલબી દુનિઆ " માં
**મધુરી**

જ્યારે 'દિલ કા ડાકુ'ને હવાલે કરી શ્રી. મધોક જ્વાલામુખી તરફ મીટ માંડી છે ઘણીજ ઝડપથી એ ખેલપટ ઉપર એમણે હાથ અજમાવ્યો છે. આ ચિત્રપટમાં

## જ્વાલામુખી

મૂખ્ય ભુમિકાઓ રોઝા હાટે અને પદ્માદેવીને ફાળે જાય છે જ્યારે મૂખ્ય નાયકનું પાત્ર ઇશ્વરલાલ સંભાળે છે, ચાર્લી અને ખાતુન પણ જ્વાલામુખીને ભડકતો બનાવવામાં ઠીક ઠીક સહાય આપી રહેલ છે. જ્યારે યુવાન માનસ સાથે કુલીનશાહીનો ઝંડો ફરકાવવાનું માન શ્રી ભુપતરાય લઇ જાય છે. કેટલાંક દ્રશ્યોની ઝમક ચાલુ જમાનાના માનસીક વલણને ઘણીજ અનુકુળ છે. એટલું જ નહીં પણ ભાવી ઘડતરમાં હીસ્સો આપવા માટે તલપાપડ થઇ રહેલા તમામ પ્રગતિશીલ તત્વોને આ વસ્તુ રૂચિકર થશે એમાં જરાય શંકા નથી. ખાસ કરીને સંગીતની યોજના માટે મી૦ મધોક ભારે તકલીફ લઇ રહ્યા છે.



" જ્વાલામુખી " માં **ઘોરી**

## લહેરી લાલા

મતલબી દુનિઆ આવે કે જ્વાલામુખી ફાટે દિલ કા ડાકુ ઝપાટો ચલાવે કે પ્રભુ કા પ્યારા હૃદયસ્પર્શી દશ્યોમાં મશગુલ બને. લહેરી લાલાને એની શી પડી છે! શ્રી. જયંત દેસાઇએ થોડા દિવસ સુધી મી૦ બીલીમોરીઆને આરામ લેવાની રજા આપી હતી, અને મધુરી મતલબી દુનિઆમાં ઓત પ્રોત હતાં એટલે થોડા દિવસ ઝળકીને લહરી લાલા પાછો સ્ટુડીઓનાં સેટીંગમાંથી અદ્રશ્ય થઇ ગયા હતા. હવે જયંત દેસાઇ એમને ફરીઆદ કરે છે પણ લહરી લાલા ચોરી કરવાની કલાના નવા નોખા રસ્તા અજમાવવામાં ખુબ કામે લાગી ગયા છે એટલે એકાદ બે વખત બોલાવ્યે માને એમ નથી. પણ ડાયરેકટર મહાશય બોલાવે ત્યારે તો ગયેજ છુટકયો છે.



"પ્રભુ કા પ્યારા"માં **કેકીબાવા**

એકજ અને અજોડ

ગુણીયલ ગુજરાતણ **ગોહર**

બે નવાં બોલપટોમાં હૃદયસ્પર્શી
પાત્રા લેખનને ઇન્સાફ આપવા
રૂપેરી પરદાપર આવે છે

**પ્રભુ કા પ્યારા**

**અછુત કી લડકી**

ચંદુલાલ શાહ પ્રોડક્ષન્સ



# પ્રભુ કા પ્યારા

જમાનો બદલાય છે પણ અનંત સત્ય બદલાતું નથી પૂજાના સ્વરૂપ પલટો ખાય છે પણ પ્રભુ બદલાતો નથી છતાં યુગયુગના લડાયા છાંયડા સહી સહીને માનવી જ્યારે જ્ઞાનના છેલ્લા પગથીયાં પર આવીને બેઠો ત્યારે એને અત્યાર સુધી અકથ્ય-અણઉકેલી રહેતી અનેક સમસ્યાઓ માત્ર સામાન્ય ક્રમ જેવી દેખાવા લાગી. એ બદલ્યો એણે અહંકારમાં કહ્યું—"મને ન હોતી ખબર કે આ બધી મારી દષ્ટિમાં સમાયલી સૃષ્ટિ નો નિર્માતા હું હતો. મેં હજારો વર્ષ સુધી નહાક પરમેશ્વરને વિધાતા માનીને પ્રણિપાતો કર્યા !"

આ અહંકારનું વિકાળ સ્વરૂપ એક લક્ષાધિપતિમાં કેંદ્રિત થયું. પૈસાનું બળ એને પ્રભુ થીયે વધારે લાગ્યું. ભુલમાં રખેને પરમેશ્વરનું ભુત પોતાના બાલકોને વળગી જાય એ બીકે એણે ઘરની હવામાં પ્રભુને ન પેસવાનો મનાઇ હુકમ કહાડયો પણ વ્યાપક પ્રભુને કોણ રોકે ? નિર્દોષ બાલક અને યુવાન કન્યાના માનસમાંથી શેઠજી પ્રભુને દેશવટો ન અપાવી શકયા.

પ્રભુને અકસ્માત કહો કે આફત—અજ્ઞાન કહો કે વહેમ પણ એના નિઃસીમ બળ સામે માનવીને મસ્તક નમાવવું પડે છે. જેલની દિવાલોમાં પુરાયલા એ ધનપતિનો નાસ્તિક વાદ નકકર હતો. એ દુઃખના ઉલટી પડેલા દરિયાથી ન ડગ્યો પણ એક પ્રસંગે એની આંખ ઉઘડી. નાસ્તિક આસ્તિક બન્યો પ્રભુનો પ્યારો બન્યો.

એ શ્રદ્ધાનાં ગંગાજલ કોણે પાયાં ? એ અનંત પ્રેમની ઝાંખી કોણે કરાવી ? ભુલેલાં ને કોણે માર્ગ બતાવ્યો ?

ચંદુલાલ શાહની કલ્પનાએ સર્જેલું એક પાત્ર "પ્રભુ કા પ્યારા"નું હૃદયસ્પર્શી નિરૂપણ કરે છે એને એ પાત્રને ઇન્સાફ આપે છે અજોડ અભિનેત્રી ગોહર.

# અછુત કી લડકી

ચંદુલાલ શાહે હમણાંજ શરૂ કરેલા નવા બોલપટનું નામ સાંભળીને સ્થિતિચુસ્ત માણુસો ભડકી ઉઠશે. વ્યહવાર કુશળ લોકો વિચારમાં પડશે જ્યારે નવજુવાનો આશાભર્યા હૃદયથી એ ચિત્રપટની રાહ જોશે.

છતાં અછુત કી લડકીનું વસ્તુ નિરૂપણ એક કચરાયલા આત્માની અબોલ બોલી જેવું છે. એના પ્રસંઘોની રચના નવીન છે એમ કહેવામાં જરાય અતિશયોકિત નથી પણ આખા ચિત્રપટમાં ઓતપ્રોત થયેલી ભાવના હિન્દુસ્થાનના આજના અતિ વિકટ પ્રશ્ન પરત્વે દિશા સૂચન આપે છે એમ કહેવું એ યથાર્થ વસ્તુનુંજ નિદર્શન છે પ્રસંગો પુકારી પુકારીને પુછશે કે હિદુ સમાજ ! તું શું જવાબ આપે છે. જન્મથી કરોડોના કપાલમાં અસ્પર્શ્ય બોલની છાપ મારી દેનાર ધર્મ રક્ષક ! તારી પાસેથી અછુત કી લડકી ન્યાય માગે છે બોલ ! યુગયુગથી તારી લાલ આંખ નીચે તેં કરોડોને બેહાલ બનાવ્યા છે આજે એનો આત્મા હજારો-લાખ્ખો જબાનથી પુછે છે કોણ અસ્પર્શ્ય હું કે તું ?

સમાજ ઉપર સત્તા જમાવી બેઠેલા બડેખાંઓને હવે આસન ઉપરથી ઉતર્યે છુટકો છે કારણ કે અન્યાયને હવે જીભ આવી છે. જુલમને હવે બોલવાનો હકક મળ્યો છે. કરોડોની સંખ્યામાં રહેતાં માનવીઓએ જમાનાથી સહી લીધેલી જંજીરો ફેંકી દેવાનો નિરધાર કર્યો છે. આજે નહિ તો આવતી કાલે એ કરોડો અછુત માનવીઓને દીધો જવાબ આપ્યેજ છુટકો છે. "અછુત કી લડકી"એ જવાબ આપવાની તૈયારીનો પયગામ છે એ પયગામ સાંભળવો હોય તે સાંભળે નહીં તો સમયના પુરમાં સર્વશ્રેષ્ટ મનાતી સંસ્કૃતિ કયાં જઇ અથડાશે.

એ કહેવું મુશ્કેલ છે મિસ ગોહર એક નવિનજ પાત્રાલેખનમાં આ બોલપટને બેનમુન બનાવવા રૂપેરી પરદા પર આવે છે.

# જ્વાલામુખી

સમાજની ભીતરમાં અત્યારે અનેક પ્રશ્નો અણઉકેલ્યા પડ્યા છે. એનું અસ્તિત્વ જાણવા છતાં સમાજ આંખ મીચી જવા માગે છે એના અનર્થો સહન કરવા છતાં પુરાણી પધ્ધતિનો મોહ છુટતો નથી. પરિણામે યુવાન અને વૃધ્ધ માનસ વચ્ચે આકરી અથડામણી થાય છે. સમાજ પરિવર્તનની આવી મંગલ ઘડીએ એ નઠોર તત્વોના જ્વાલામુખીમાં હોમાઇ જતાં બે ચાર નિર્દોષ આત્માઓનાં કરૂણ ઇતિહાસ એટલે શ્રી. મઘોકનું નવું સામાજીક ચિત્રપટ——

મુખ્ય પાત્રો

રોઝા હાટે.... .... ... પદ્માદેવી
ઇશ્વરલાલ... .... ... ખાતુન
ચાર્લી ... .... .... ભુપત રાય
શાંતા .... .... .... ચારૂબાલા

# લહરી લાલા

સુંદર ચીજની ચોરી કોણ ન કરે? મિ. બીલીમોરીયાની નજરમાં ચોરી કરવી એ ગુન્હો નથી. કારણ જેની પાસે કિંમતી વસ્તુઓનો કબજો છે એ પોતે ક્યાં શરીફ છે? એ પણ બધા મોટા ચોર છે. ચોરો પાસેથી ચોરી કરવામાં ગુન્હો કેવો? ઉપરાંત ચોરી કરવામાંય લહેર આવે છે મી. બીલીમોરીયા મીસ મધુરીને ચોરી કરવાની કળા વિષે મજેદાર બોધપાઠ આપે છે. નવી જાતની ડીટેકટીવ વાર્તા 'લહેરી લાલા' એટલે જયંત દેસાઇનું નવું પિકચર.

મુખ્ય પાત્રો

મધુરી....ઇ. બીલીમોરીયા.
ઇશ્વરલાલ, કેકીબાવા, ઘોરી, દિક્ષીત, ચાર્લી, ખાતુન, રામ આપ્ટે વિગેરે.



# RIB TICKLERS



A lady asked an astronomer, if the Moon was inhabited. 'Madam, he replied, I only know of one Moon in which there is a man, and a woman.

"Which is that? asked the lady.

"The Honeymoon".

* * * * *

A Jew was heard boasting about the faithfulness of his dog, he said, if he was a mile away, the animal would soon find him out. One of the company, exclaimed;

"My dear Sir, why don't you take a bath."

* * * * *

WIFE—The landlord, was here today, I gave him the rent and showed him the baby."

SCOT HUSBAND—"What, a head you have for business, My dear, Why did you not give him the baby and showed him the rent.

* * * * *

INDIGNANT MOTHER—"How dare you suffer him to kiss you like that?.

SWEET SEVENTEEN—"Oh, there was no suffering about it all, Ma,"

* * * * *

Eddie, said the pretty teacher, What's a kiss?,

"I can't exactly put it to words, returned the boy, but if you really want to know I can show you."

* * * * *

HE—I was such an admirer of your late husband, I wonder, is there a little souvenir of him, that I could have.

WIDOW—"Only myself".

* * * * *

A young man who had lost his wife, consulted a stone mason, for erecting a suitable epitah, and selected the following—"The light of my life has gone out"—After a short time, he fell in love with a pretty girl and became engaged. The epitah was accordingly altered to read—"The light of my life has gone out but I have found another match".

* * * * *

A Lawyer had his Portrait taken, in his favourite attitude standing with his hands in his pockets. His friends and clients all went to see it, and everybody exclaimed, "Oh, How like the Original. It's the very picture of him."

"It is not like him at all," exclaimed one of his clients.

"Just show us where it is not like him," they all exclaimed?.

"Dont you see, responded the man. He has his hands in his own pockets. They should be in somebody else's.



અક્ષત કુંકુંમની આડ સાથે ગામડાંની ગોરી મુંબઇ શહેરના શ્રીમંતને ત્યાં આવી...

આશા ભર્યા હાસ્ય સાથે ભાવિના સુખી સ્વપ્નાં સાથે.

પણ

પતિદેવના ચ્હેરા પર ન હોતું હાસ્ય કે ન હોતી સુમન સ્વપ્નાંની સુરખી... મધુરજનીનો જે ઉત્સાહ પુરૂષના ઉલ્લાસને નવા તરંગ આપે એમાનો છાંટો સરખોય નવી વહુ રાણીના સ્વામી નાથના વદન પર ન હોતો.

મતલબી દુનીઆની જરાક જેટલી હવાએ પતિ પત્નીના સુખને ઉગતાંજ ડાંભી દીધું. વસમી વિદાયનાં આસુ લુછીને કોઇ અકથ્ય ભાવનાના બળે પારકાં પોતાના માનવા તૈયાર થતી વહુના નસીબમાં સુખને માટે અનંત રાહ જ જોવાની હતી મતલબી દુનીઆના વાવાઝોડામાં કોઇપણ ગુન્હો કર્યા વગર આમથી તેમ અફળાતી સુમન તમામ પાત્રોની ભુલનો શિકાર બને છે. આ રણાં એ પતિ પત્ની પરણીને નવજીવનનીનો આરંભ કરવા માટે તત્પર થયેલાં !



સુખની ઝંખના કરતાં દંપતિના જીવનમાં બીજો પુરૂષ આવ્યો......

હાથમાં આવેલું રત્ન હજુ જોયું ન જોયું ત્યાં એ ઝડપી જનાર ચોર આવી ચડયો.

બિચારી નિર્દોષ સુમન ભાઇ સમજીને ભેટવા દોડીતી સરળ ગ્રામ્ય કન્યા ! એને શી ખબર કે પતિની આંખોમાં આવો પ્રસંગ વહેમના ઝેર ભરી દેશે.

અને આવા પ્રસંગો અને નિર્દોષ મિલનની એ ચાર ઘડીઓએ પુરૂષને ફરી મતલબી બનાવ્યો.

એ પત્નીના પ્રેમ ભર્યા સહવાસથી નાઠો......એને દુનિઆ બદલી ગયેલી દેખાઇ.

એ ભુલી ગયો કે દુનિઆ નહોતી બદલી માત્ર એની દષ્ટિજ બદલી હતી.



આમ વહેમ-મતલબ અને નાણાં ભીડથી મુંઝાયલો પતિ પારકી સ્ત્રીના ફંદામાં ફસ્યો, શરાબની પ્યાલીઓમાં મસ્ત રહેતાં શીખ્યો જુઠ્ઠાં હાસ્ય અને ખરીદેલી ખુશાલીમાં દિન બદિન લપટાવા લાગ્યો..........

પણ એ સ્ત્રીના મુખ પર છવાયેલી જુઠ્ઠા હાસ્યની પાછળ પુરૂષે કરેલા ભયંકર અન્યાયનો અગ્નિ ભભકતો હતો. વૈધવ્યને વિસરાવે એવા મીઠા કોલને ઠોકરે મારી સ્વરૂપને ખાતર આંધળો બનનાર પુરૂષ ભૂલી ગયો કે સંજોગો માણસને કયાંનો કયાં ઘસડી લાવે છે...

......કુકુંમની આશામાં પાપ કરી બેઠેલી વિધવાએ લાલ રંગ હોઠપર ભર્યાં નયનોમાં કાજળ આંજ્યા ફરી સ્રુંગાર સજ્યો અને એજ પુરૂષની રાહ જોઇ રહી કે જેણે એના જીવનમાં સળગતો અંગાર ચેતાવ્યો હતો.

એ આવ્યો-મધુર સ્વાગતને બદલે-ઉમળકાથી ભેટવા દોડી આવતી નિર્દોષ વિધવાના ઉલ્લાસને બદલે-જુતીયો ખાવા શરાબ પીવા માનવતા ભુલવા!

# લડયાં–રોયાં પાછાં
# વર વહુ અમે.......

ડબકાભરી આંખે જયારે પત્ની સામું જોઇ રહે ત્યારે કઠણમાં કઠણ હૈયાના પતિદેવ પીગળી જાય છે. મતલબી દુનિઆના આ બે પાત્રો મળ્યાં લડયાં રોયાં અને પાછાં વરવહુ બની ગયાં તમામ ભુત કાળ ભુલીને એક બીજાનાં આંસુ ચુમતા પ્રસંગે પ્રસંગે હાસ્ય વેરતાં કિલ્લોલ કરતાં થઇ ગયાં.

વિખવાદ થાય ત્યારે સામ સામા સવાલ જવાબોનો એક સપાટો ધસારો થાય છે પણ વિખવાદ પછી જયારે પુનર્મિલન થાય છે ત્યારે આંખોજ વાતો કરી લે છે એક અક્ષર બોલ્યા વિના પાનાનાં પાનાં વંચાય જાય છે.



વિખવાદ વાંચનારના નસીબમાં નહો પણ આવાં મિલન જરૂર હજો !

Of all the STARS on the screen today, GOHAR has the reputation, of being the most demure, ladylike, dignified, and in every way the epitome of Indian Womanhood.

And now GOHAR the glorious comes again in "Prabhu-ka-Pyara". A flair of characterization and thespian acting which will be astounding.

With her is little RAM APTE the picture stealer.



*A CHANDULAL SHAH Production*

ROSA HATE,
PADMA,
ISHWERLAL
and CHARLIE
in "JWALAMUKHI"

★

રોઝા હાટે, પદ્મા,
ઇશ્વરલાલ, અને ચાર્લી
"જ્વાલામુખી"માં



*A MADHOK Production*

# વાહરે દુનિયા

૧, અમેરીકામાં ખીસામાં રહી જાય. એવા રેડયાની શોધ થઇ છે, જેની વીજળી અથવા બેટરીની એય જરૂર હોતી નથી. ફકત કોઇ પણ ધાતુ સાથે જોડવામાં આવે તો ચાલુ થાય છે, અને એકસો (૧૦૦) માઇલની અંતરનું કોઇ પણ સ્ટેશન પકડી શકાય છે.

* * *

૨, દુનિયામાં નાના મા નાનો કેમેરા માણુસનાં અંગુઠા જેવડો છે.

* * *

૩, જાપાનમાં જે દિવસે બાળકનો જન્મ થાય છે, તેજ દિવસથી એની ઉમર ૧ વરસની લેખાય છે.

* * *

૪, અમેરીકાના એક શહેરમાં એક ચીમ્પાનઝી વાંદરને બીડી પીવા માટે ૧૬ દિવસની કેદ મલી હતી, અને દિવસમાં એકજ વખત ખાવાનુ મળતું.

* * *

૫, રશીયામાં લશકરી તાલીમ લેતા દરેક અમલદારને નાચવાની કળા શીખવી પડે છે.

* * *

૬, માણસના માથા ઉપરના વાળ (સાધારણ લંબાઇવાલા) જો એક પછી એક મુકીને માપવામાં આવે તો તેની લંબાઇ ૧૩ માઇલ થાય.

* * *

૭, ઇંગ્લાંડનો મહા કવી શેકસપીયર પોતાનું નામ ૭૯, જુદી જુદી રીતે લખી શકતો હતો.

* * *

૮, જાપાનમાં ફુજીયામાં નામનો પવિત્ર મનાતો એક પહાડ છે; જે જ્યારે જોરથી પવન ફુંકાઇ છે, ત્યારે નમી જાય છે.

× × ×

૯, રંગુનમાં બુધ્ધનું એક દેવળ છે, જો કોઇ બહાર ગામથી આવેલું માણસ તેને હાથ લગાડી જાય, તો ફરી વાર તેને રંગુન જવુ પડે, એટલુંજ નહિં પણ જેટલી વાર હાથ લગાડે, તેટલી વાર જવું પડે.

એનું નામ સુમન...જન્મ પહેલાં પિતા પરલોકવાસી થયા, જન્મની સાથેજ મા સ્વર્ગે સીધાવી. દૂરની સગી એક કપિલા નામની બુઢ્ઢીને ત્યાં ઉછરીને સુમન મોટી થઇ. પંદર સોળ વરસ વીત્યાં અને એણે યૌવનના ઉંબરામાં પગ મુકયો. એની દુનિઆમાં વસવા માટે કોઇ યોગ્ય અધિકારીની શોધખોળ શરૂ થઇ. કિશોર નામનો એક જુવાન



બચપણથી એની રમતગમતનો સાથીદાર હતો. એનાં હૃદયમાં આશાઓના અંકુર ફુટ્યા હતા કે રમત ગમતના સાથી જીંદગીના સહચારી બનીયે તો, પણ કપિલા માશીની દ્રષ્ટી મુંબઇના બંગલાઓ પર હતી. બિહારીલાલ નામના એક શ્રીમંત વ્યપારી સાથે સુમનનું વેવીશાળ કરવા જોશીને માશીબાએ મોકલી પણ આપ્યો.



બિહારીલાલનું કુટુંબ મોટું અને સુખી મનાતું પણ ભાંગેલા ભરૂચ જેવી એની હાલત હતી. વ્યાપારમાં રોજ રોજ પાછો હડતો બિહારી ન મોટાભાઇના દેવમંદીરના ખરચ ઓછાં કરી શકતો કે ન બેન-બનેવીને જુદાં રહેવાનું ફરમાન કરી શકતો. કમાણીના દીવસોમાં બિહારીએ મોતી નામની એક બાલ-વિધવા સાથે માંડો સહચાર શરૂ કર્યો હતો. સમય જતાં મોતી અને બિહારીની મૈત્રીએ જુદું સ્વરૂપ લીધું બિહારી વિધવા વીવાહનું જોખમ ઉઠાવવા પણ તૈયાર થયેલો. દરમ્યાન પૈસા સંબંધી સ્થિતિ વધારે બગડવા માંડી.

સમાજના ખોફને આવી કટોકટીની ઘડીએ વ્હોરી લેવાની બિહારીમાં હિંમત ન હતી. સુમન જેવી કન્યાનું માંગુ આવતાં એના હૃદયમાં પ્રતિષ્ઠાની રક્ષા વચન નીભાવવાનાં કરતાં વધારે કીંમતી લાગી, એણે મોતીના કોલને ઠોકરે માર્યો. સૌંદર્યવતી કન્યા અને નાણાંભીડને અંગે આબરૂ જાળવી રાખવાની જરૂરીયાતે બિહારીને મતલબી બનાવ્યો સુમન પરણીને સાસરે આવી.

અને એ કેવી મીઠી મધુરજની, પતિનો પ્રેમ જોઇ ઓછી ઓછી થઇ જતી સુમન આંખથી ઠબકો આપતી. વેપારના ટેલીફોનોથી ત્રાસી જતી. બિહારીને ગળે લપટી પડી ફુલથી સજેલી શૈયા પર પગ માંડવા જતાં ટેલીફોન આવ્યો. મોતીને પણ ઉંઘ નહોતી આવી. મધુરજનીનો ખરો હકક તો એનો હતો. એણે મધરાતની મીઠી શાંતિમાં નિશ્વાસનો અગ્નિ ભર્યો ટેલીફોનથી પુર્વના પાપની હસ્તીનો બિહારીને ખ્યાલ આવ્યો. લગ્ન પહેલાં એ એક બાળકનો પિતા બનશે એની યાદ આપી. મધુરજનીના ફુલોમાં આશાભર્યા હયાં એ નિશ્વાસો વેર્યા–પ્રભાતના કિરણોએ ત્રણ અસ્વસ્થ આત્માઓને રાતભર જાગેલા જોયા-એક બિહારી–બીજો કિશોર ત્રીજી મોતી. સુમનના ઢળેલાં પોપચાં આ જાગરણ નહોતાં જોઇ શકયાં. મતલબી દુનિઆનો પહેલો અંક એના શિકારથી અણજાણ પૂરો થયો.

જે ઘરમાં સુમન આવી એ ઘરની હવા અજબ હતી. મોટાભાઇ રતનલાલ ઘરમાંજ મોટે ખર્ચે પ્રભુનું મંદિર રાખતા પણ ભારે દંભી હતા–ઘરની એક રૂપાળી ઘાટણ રાધા ઉપર મોટાભાઇની મીઠી નજર હતી. ગંગાજલીમાં દારૂ ભરીને પુજાને બહાને શ્રીમાન રતનલાલજી ટેક લીલા ખેલતા. અને છતાંય વડીલ તરીકેની ખુમારી અને પ્રતિષ્ઠાનું રક્ષણ કરવાનો એમનો દાવો મજબુત રીતે રજુ કરતાં, ચંપાબ્હેન પરણ્યાં હતાં પણ સાસરે ગયાં જ નહોતાં–એમનાં પતિ ચુનિલાલ સાસરે રહેવાનું પસંદ કરતા હતા. કારણ કે એ કલાકાર હતા અને પૈસો કમાવાની જરાય આવડત વિનાના હતા. એમણે નામ પણ કલાત્મક નહોવાને કારણે બદલી નાખ્યું હતું–એમને નૃત્યનો શોખ હતો એમણે નવું નામ રાખ્યુ શ્રી નંદનંદન ચંદ્રમોહન–ચંપા રોજ કહે કે આપણે ઓશીયાળા નથી રહેવું જમાઇ રોજ ગુસ્સે થઇને કહે કે આ હું ચાલ્યો પણ પાછો એ દેવ ત્યાંના ત્યાં. બંગલાનો મુનિમ પણ હરામખોર હતો. નાણાં સંબંધી શેઠની ખરાબ હાલતનો એ લાભ ઉઠાવતાં હરેક ચીજમાં એનું કમીશન લાગતું. એણે પણ રૂપાળી રાધાને વશ કરવા કેક કાવત્રાં કરવા માંડયા હતા સૌથી નાનો નટવર માત્ર સુમન ભાભીનો લાડકવાયો હતો બાકી તમામ સદ્દગ્રહસ્થો અને બાનુઓ "એ વન" હતાં આવા કુટુંબમાં સુશીલ સુમનનો ગૃહસંસાર શરૂ થયો.



સુમનને બ્હેન માનવાનો નિરધાર કરવા છતાં કિશોરના દિલમાં એક વાત ન ખસી. એ પૈસાદાર નહોતો માટેજ સુમન એની ન બની. એણે મુંબઇ આવીને વ્યાપાર શરૂ કર્યો. બિહારીની પડતી સાથેજ કિશોરીલાલની ચડતીનો સુર્ય દિન

બદિન વધતો ચાલ્યો સુમનને એ કવચિતજ મળતો. કારણ કે એના હૃદયમાં સુમનને જોઇને ભારે મુંઝવણ ઉભી થતી એનું સૌંદર્ય અને યૌવન એનાથી નહોતું જોઇ શકાતું. એણે બિહારી ઉપર વૈરના તણખા વેર્યા નાણાં સંબંધી પરિસ્થિતિમાં આખરે બિહારી મુંઝાયો એના લેણદારોએ એને ટુંકી મુદત આપી. પણ પૈસા લાવે કયાંથી...સુમન સાથે નવ પરિણિત દંપતીની મોજ લેવાનો એને વખત ન હોતો એ થાકેલો આવતો. વિચારમાં મગ્ન રહેતો સુમન વધુ પુછે તો ઉશ્કેરાઇ પણ જતો. સુમનની બાલ સખી છબીલી પણ મુંબઇ પરણીને આવી હતી એના પતિ અમેરિકાથી બ્યુટી પાર્લરની હવા લઇ આવ્યા હતા. અને મુંબઇમાં સલુન ખોલ્યું હતું એ બિચારી અવાર નવાર સુમન પાસે આવતી, સારા કુટુંબમાં સુમન આવી એટલે સુખી હોવી જોઇએ એમ એ માનતી. એના પતિ પ્રોફેસર પ્રમથનાથે પોતાની પુંજી બિહારીની પેઢીમાંજ રાખી હતી. કિશોરે યુકિત અજમાવી એની રસીદો ખરીદી લીધી. અને બિહારી ઉપર ડીક્રી કરાવી. પડદા પાછળ રહીને એણે બીજાને નામેજ બિહારીને દબાવવાનો પ્રયત્ન કર્યો. બિહારીએ ડીક્રી બજાવવા આવનાર પાસે ચોવીસ કલાકની મહેતલ માગી. અને બિહારી મિત્રો પાસે પહેલીજ વાર મદદ માગવા ગયો. તમામે મ્હોં ફેરવી લીધું. એક મિત્રે તો સુમન પરત્વે ભલીબુરી માગણી પણ કરી. એનાં મ્હોં પર મુકકો મારી બિહારી મોટાભાઇ પાસે આવ્યો. મોટાભાઇએ બિહારીની નાણાં સંબંધી ખરાબ સ્થિતિ જોઇને પહેલેથીજ બધી મિલ્કત પ્રભુ મંદિરના નામ પર ટ્રસ્ટ કરાવી પોતે કબજે રાખ્યો હતો તે એવી શરતે કે બિહારીને જરૂર પડે ત્યારે એનો હિસ્સો ખાનગી રીતે આપી દેવો.



પણ મતલબી દુનિઆમાં ભાઇ કોણને મિત્ર કોણ? મોટાભાઇએ પણ સાફ ના સંભળાવી. હતાશ થયેલો બિહારી બારણા આગળ આવતાં એનો માલી અને ઘાટણ રાધા સામાં મળ્યા. એ વફાદાર નોકરોએ પોતાના દાગીના બિહારીના હાથમાં મુકયા. ગળગળો થઇ ગયેલો બિહારી શુષ્ક વેરાનની વીરડી જેવા બે માનવીઓને જોઇ રહ્યો. પણ એટલાથી એનું દળદર ફીટે એમ ન હતું. અતિ આગ્રહથી માલી અને રાધાનું મન સંતોષવા એણે દાગીના ખીસ્સામાં નાખ્યા. એમ સમજણથી કે સવારે પાછાં આપી દઇશ.

બિહારી ઘેર આવ્યો અને એણે કિશોરને સુમન સાથે જોયો. કિશોર ટીકી લઇને બ્હેનને વીરપસલી આપવા આવ્યો હતો બિહારીને વહેમ આવ્યો. ઉશ્કેરાયલી હાલતમાં ચોમેરથી હતાશ થયેલો બીહારી 'મતલબી દુનિઆ'માં સુખ શાંતિ–આરામ શોધવા બેબાકળો નીકળી પડયો, જે દાગીના માલી અને રાધાએ પૂરા ભાવથી આપ્યા હતા. એનોજ દારૂ પીધો ચિકાર હાલતમાં એ મોતીની મોટર સાથે અથડાયો. મોતી એને ઘેર લઇ આવી.



પણ મોતીનો ઓરડો વિધવાના ઉના નિશ્વાસોથી અસહ્ય બનેલું ઘર નામથી ઓળખાતું કેદખાનું નહોતું પોતાના બચ્ચાને પોતાને હાથેજ ખતમ કરીને દરવાજે દરવાજે આશ્રય શોધતી વિધવાના તિરસ્કારમાંથી જન્મ પામેલું એ વેશ્યા ગૃહ હતું. મતલબી દુનિઆ અહીં જુદાજ રંગમાં નજરે પડતી હતી. બિહારી એ નવી દુનિઆનો મહેમાન બન્યો, મોતીએ પોતાના વૈરનો નિશ્ચય અમલમાં મૂકયો. મોતીનો–વિધવાનો, પરીત્યાગ કરનાર બિહારી શૃંગાર સજ્જ વેશ્યાનો પુજારી બન્યો. કિશોર અને મોતી એક થયાં. બન્નેય પોત પોતાના હેતુ બર લાવવા બિહારી પર પ્રહારો કરવા માંડયા. વહેમ નશાબાજી અને સ્વાર્થી દુનિઆના વંટોળીયામાં અટવાઇ ગયેલો બિહારી આખરે મોતીને ખાતર એનું બનાવટી દેણું ફેડવા ખાતર ચોરી કરવા નીકળ્યો. પણ પકડાઇ જવાની બીકે ચોરી કરીને નાઠો. પોલીસ પાછળ પડી એકલી–અટુલી પોતાનાં એકનાં એક બચ્ચાંને મુસીબતથી સંભાળતી સુમનના ઓરડામાં જ એ છુપાયો. પતિ–પત્નિ ફરી



મળ્યાં પણ કેવું વિચિત્ર મીલન ! સુપકાદીથી આવકાર અપાયો. આંસુઓથી વાત થઇ.ચોરી કરીને લાવેલી દાગીનાની ડબ્બી ઉઘાડતા એય ખાલી નીકળી.



નસીબની લીલા વધારે ભયાનક તાંડવ ખેલવા માટે તૈયારી કરી રહી હતી. દેણું મીટાવવા ખાતર ચોરી કરનાર પતિને માટે પત્નિ રતનલાલ પાસે ખોળો પાથરીને મદદ માગવા આવી. રાધાને એક બાજુ છુપાવી રનતલાલે સુમનને આશાભર્યો જવાબ આપ્યો અને પછી પોતાની બદનજરની કાળી છાયા પાથરી. સુમન પરવશ થાય એ પહેલાં રાધા વચ્ચે પડી. માલીને ખબર પડતાં એ પણ ઉપર આવ્યો સુમન ભાગી નીકળી માલીએ રાધાને જોઇ રતનલાલ પર હુમલો કર્યો. રતનલાલ માલીને હાથે મૃત્યુ પામ્યો. સુમન દેવમંદિર પાસેથી પસાર થતાં એનુ ધ્યાન પ્રભુએ પહેરેલા કીમતી હાર પર ગયું પતિની આબરુ બચાવવા પત્નીએ પ્રભુને હાથ જોડયા પણ પ્રાર્થના માટે નહીં ચોરપતીનું દેણું છોડાવવા પવિત્ર હારની ચોરી કરવા બદલ !



બિહારી સુમન પાછી આવે એની રાહ જોતો હતો. કિશોર ત્યાં આવી ચડયો. તું અહીં કેમ આવ્યો ! એના જવાબમાં કિશોરે જે અણછાજતી વાત કહી એણે ફરી બિહારીનું મગજ ઉશ્કેર્યું. સુમનના ઉપર વ્યભિચારનો આરોપ મૂકી એવા પાપના પૈસાથી પોતાનું દેણું મીટાવવાના કરતાં મોત સારૂં એમ મેણું મારી બિહારી ઘર બહાર જવા લાગ્યો. સુમનને એકના એક બચ્ચાના સોગન આપી રોકવા માંડયો, તકરારમાં બચ્ચાંને ઝપટ લાગી બચ્ચું જમીન પર પટકાઇ પડયું બિહારી મોતીના ચરણો ચુમવા પાછો આવ્યો કિશોર અને મોતીની વાતચીત અને વર્તને એની આંખ ખોલી એ સુમન સુમન કરતો ગાંડા માણસની માફક દોડયો કિશોરે મવાલીયો પાછળ મોકલ્યા એના હાથે માર-ખાતો ખાતો બિહારી ગલ્લીઓ વટાવતો રસ્તા પર આવ્યો. છબીલી અને એના પતિ પ્રમથનાથે એને પીછાણ્યો–મોટરમાં ઘાયલ થયેલા બિહારીને લઇ તેઓ સુમનને ઘેર આવ્યા કિશોર ગભરાયો એણે ટેક્ષી લીધી. બિહારીને અકસ્માત થયો છે એમ સમજાવી સુમનને સાથે લીધી અને સીધી મોતીને ઘેર લાવી રાખી.

મોતી અને સુમન એક પુરૂષની મતલબી દુનિઆના બે પાત્રો, આખરે મળ્યાં: લડયાં–રોયાં અને દુનિઆના રંગ બદલાયા. કિશોરથી એ રંગ જોયો ન જોવાયો એણે મોતી ઉપર ગોળી છોડી પણ બિહારી ત્યાં આવી પહોંચ્યો–બિહારી ઉપર કિશોરે હુમલો કર્યો. મરતાં મરતાં પણ મોતીએ આખરે કિશોરને રિવોલ્વરથી ઠાર કર્યો અને પોતાના કરતુકોનો જવાબ આપવા એ બીજી દુનિઆમાં ગઇ.

એકની રાખમાંથી બીજાના સંસારનો દીપક પકટયો. બિહારી અને સુમન આ મતલબી દુનિઆમાં સુખના દિવસો ગુજારવા લાગ્યાં.

11.7.36




વાર્ષીક લવાજમ રૂ. ૨, પરદેશ શી. ૬

પુ. ૨ જું | અંક ૧૮ મો | તા. ૧૧-૭-૩૬ | કીંમત ૧ આનો

# વાંચકો પ્રત્યે

આ અંક અમારા સુજ્ઞ વાંચકોના હાથમાં મુકતા પહેલાં પહેલેથીજ જણાવી લેવાની રજા લઇએ છીએ કે અમારા તંત્રીશ્રીની માંદગીના અંગે તેમજ બીજા અનિવાર્ય સંજોગોને અંગે અમો અમારો આ અંક નિયમસર પ્રગટ કરી શકયા નથી તે બદલ અમારા સુજ્ઞ વાંચકોની ક્ષમા યાચીએ છીએ અને ગ્રાહકોએ જે શાન્તી જાળવી રાખી તે બદલ તેઓનો અહેશાન માનીએ છીએ.

આવતા અંકો નીયમીત પ્રગટ થતા રહેશે એની અમો ખાત્રી આપીએ છીએ.

એજ.

વ્યવસ્થાપક



## AN APOLOGIA

We apologise for being very late with this issue—partly owing to the Editor's illness and partly owing to circumstances beyond our control.

We hope to be regular with our next issues.

*Management.*

# રણજીત સ્ટુડીઓ સમાચાર

## મતલબી દુનીઆ

જયંત દેસાઇએ ડાયરેક્ટ કરેલી આ સામાજીક ચિત્રકૃતિનું વેસ્ટ એન્ડ સીનેમામાં પાંચમું અઠવાડીયું શરૂ થાય છે. પ્રેક્ષકોની પસંદગી પામેલું આ ખેલપટ જેમ સામાન્ય વર્ગને પણ રૂચીકર થઇ પડયું છે તેમજ સંસ્કારી કુટુંબોનો આદર પણ પામી ચુકયું છે. રોજ રોજ વેસ્ટ એન્ડમાં સંખ્યાબંધ ઉતરી પડતાં મુંબઇના શિક્ષિત કુટુંબો એનો સાફ પુરાવો છે.

અભિનય, ટેકનીક અને નવીનતા ભરી રજુઆત ઉપરાંત હૃદયસ્પર્શી કથાનકે આ ચિત્રપટને એક ઉમદા સામાજિક કૃતિ તરીકે જાહેર કર્યું છે. અગ્રગણ્ય પત્રોના અભિ-



"મતલબી દુનીઆ"માં મધુરી

પ્રાયો ઉપરાંત જનતા જે રીતે આ ચિત્રપટ જોતી વખતે એને વધાવી લે છે એ ઉપરથી પબ્લીક તેમજ પ્રેસ બન્નેની રૂચિનું માપ નીકળી શકે છે. દીલ્હીમાં પણ આ બોલપટને અપૂર્વ આવકાર મળ્યો છે.

'મતલબી દુનીયા'એ નવી દિશામાં પગલાં માંડયાં છે અને એને મળેલો સત્કાર સૌ કોઇને ઘણોજ પ્રોત્સાહક નિવડયો છે.

## 'પ્રભુ કા પ્યારા'

'મતલબી દુનીયા' પછી તુરતજ રજુ થનાર એક અમર કલાકૃતિ વિશે આટલું જ કહેવું બસ થશે કે આ બોલપટમાં જેમ વસ્તુ નવીનતા ભરી રીતે સનાતન પ્રશ્નની છણાવટ કરે છે તેમ એનું પાત્રાલેખન જુના ચીલાથી અળગું પડે છે. અને સામાન્ય રીતે એકજ માર્ગે જવા સરજાયલા પ્રસંગો અણુધાર્યો પલટો ખાય છે. ભૂલમાંય ભવ્યતા હોઇ શકે, પાપના વિચારની પાછળ પણ ભાવના હોઇ શકે–એ વિચાર સંકલનાનો પ્રતિધ્વનિ આત્મલક્ષી અનુભવથી પર થઇને માનવ જીવનની ઉંચી ભૂમિકા પર પડે છે. જીવન જુદી જ દિશામાં ઝોકાં ખાય છે પણ ભાવના અને ઉર્મી એ બેના સંગ્રામમાંથી આખરે પવિત્ર પ્રેમની ચિનગારી આત્માને સ્પર્શે છે. 'પ્રભુ કા પ્યારા' આ સત્યોને સમજાવવા અધીરૂં થઇ રહેલ છે અને એને રૂપેરી પરદા પર રજુ કરવા માટે રણજીત ગંજાવર તૈયારીઓ કરી રહેલ છે.

## ગોહર એકજ અને અજોડ

'પ્રભુ કા પ્યારા' માં ગોહરનો અભિનય એને મળેલા બીરૂદને સાર્થક કરશે એટલુંજ નહીં પણ પાત્ર નિરૂપણ અને એની રજુઆતની કલામાં એક નવોજ આદર્શ પેશ કરશે.

ગોહરની અભિનય કલા માટે 'બેરીસ્ટરની બૈરી'ના કરતાંય આ વાર્તામાં વધારે વિશાળ ક્ષેત્ર મળે છે અને ગોહર પોતાને મળેલી ભૂમિકાને ઇન્સાફ આપે છે એમ કહેવું એ સિદ્ધ સત્યને ફરી ફરી કહેવા જેવું છે.



"પ્રભુકા પ્યારા"માં ગોહર, અને ઇ બીલીમોરીયા.

ચંદુલાલ શાહની કલમ અને કલ્પના 'પ્રભુકા પ્યારા'ને સજાવીને હવે ટુંક સમયમાંજ રૂપેરી ચાદર પર રજુ કરશે. છેલ્લા સ્ટેજના સેટીંગને અલીશાન બનાવવા અને એની રજુઆત માટે ઝીણામાં ઝીણી કાળજી રાખવામાં હાલ તુરત મી. શાહ રોકાઇ ગયા છે.

## લહરી લાલા

આમ જ્યારે 'પ્રભુકા પ્યારા' રૂપેરી પરદા પર આવવા તૈયારી કરે છે ત્યાં શ્રી. જયંત દેસાઇનો **'લહરી લાલા'** છંલગ મારીને એડીટીંગના ઓરડામાં ભરાઇ ગયો છે. છેલ્લાં દ્રશ્યો ઝડપી લેવા માટે જેટલી મી. દેસાઇ ચીવટ રાખી રહ્યા છે એટલી જ હવે પોતાના નવા વિષય પરત્વે આતુરતા દર્શાવી રહ્યા છે. શ્રી. જામનનાં **'વાસનાનાં વ્હેણ'** ઉપર એમની પસંદગી ઉતરેલી હોય એને સ્ક્રીનને અનુકુલ કરવા માટે જહેમત ઉઠાવી રહ્યા છે. મીસ મધુરી અને ઠેકીબાવા માટે આ બોલપટમાં નવીન તરેહની ભૂમિકાઓ છે અને એને માટે શ્રી દેસાઇ પોતાનું ભેજું ખુબ કસી રહ્યા છે.



આ કોણ ?

## જ્વાલામુખી

મી. મઘોકની આ સામાજીક વાર્તા તદ્દન જુદી જ દિશામાં પોતાના વિચારોનો તાપ



"જ્વાલા મુખી"માં ઇશ્વરલાલ

ફેલાવે છે. યુવાન અને વૃધ્ધ માનસ વચ્ચે આજ ચાલી રહેલી આદર્શોની અથડામણીનો સુંદર સ્કોટ આ એમના નવા વિષયમાં કરવામાં આવ્યો છે. અત્યારે ચાલી રહેલા આ વિચાર સંઘર્ષણથી ભભુકી ઉઠેલા સમાજના જ્વાલામુખીમાં યુવાનોને કેવા ભોગ આપવાના રહે છે એનો હુબહુ ચિતાર સેલ્યુલોઇડ દ્વારા આપવાનો આ ચિત્રપટમાં મી. મઘોકે ઘણીજ અસરકારક રીતે પ્રયત્ન કર્યો છે.



"જ્વાલા મુખી"માં પદ્માદેવી

પદ્માદેવી અને ઇશ્વરલાલ બે જુવાન માનસના પ્રતિનિધિ તરીકે રૂપેરી પરદા પર રજુ થાય છે. જ્યારે સમાજના ભડકામાં જલી રહેલી બે વિધવાઓનો કરૂણ પ્રસંગ એક કુટુંબના સુખ ને છિન્ન ભિન્ન કરી નાખે છે, જેનું હૃદયદ્રાવક બ્યાન આ વાર્તાના પ્રસંગો સાથે ખુબ કાબેલીયતથી વણી લેવામાં આવેલ છે.

## અદી બીલીમોરીયા

આજકાલ **'લહરી લાલા'**નાં દ્રસ્યો માટે હેરાન પરેશાન થઇ રહ્યા છે અને ત્રણ ત્રણ દિવસથી ઘણીજ ભયંકર હાલતમાં એક મોટર ગેરેજમાં સપડાઇ પડયા છે. પાણીની પ્યાસ પણ લાગી છે-જીવનની તાલાવેલી પણ મુંઝવી રહી છે-માશુકની યાદ પણ એમને સતાવી રહી છે-જ્યારે આગના ભડકાઓ અને પોલીસના કુહાડાઓના અવાજ એને છટકવા માટે સાવચેત બનાવી રહ્યા છે. આવી મુંઝવણમાંથી બહાર એવણ આવ્યા કે તરત જ શ્રી. શાહે એમને નવી સ્ટોરી સંભળાવી-બીચારા મી. બીલીમોરીયા એ વાર્તા સાંભળતાં સાંભળતાં બે ચાર વખત રડી પડયા અને કેકી-બાવા ગદ્‌ગદ્‌ થઇને ચાલતા થઇ ગયા! જુઓ ગોહર અને ઇ. બીલીમોરીયા બન્નેને ડબલ રોલની ભુમિકાવાળું તદ્દન નવીન ઢબનાં સામાજીક ચિત્રપટની તૈયારી કરવા માટે શ્રી શાહ મગજને તસ્દી આપી રહ્યા છે.

## સ્ટુડીયોની હવામાં

આમ નવી વાર્તાઓ માટે મગજની કલ્પનાઓ હવામાં અથડાયા કરે છે ત્યાં નવું મશીન પણ એનું અસ્તિત્વ સ્થાપિત કરી રહ્યું છે. ઝડપભેર કામ ઉપાડવા માટે શ્રી શાહની યોજનામાં આ નવું મશીન ઉપયોગી ફાળો આપશે. સ્ટુડીઓની વચ્ચે એ મશીન માટે નવું ઘર બંધાઇ રહ્યું છે.

## ઝંડેખાં

કંપનીના માજી સંગીતશાસ્ત્રી ઉસ્તાદ ઝંડેખાંનું પણ કંપનીમાં ફરીથી આગમન થઇ ગયું હોઇ, "પ્રભુ કા પ્યાસ"ની ખાસ નવીન તરજો ગોઠવવામાં મશગુલ બની ગયા છે.

# ટેલિફોન !



મી. ઈ. બીલીમોરીયાને સ્વપ્નાં આવે છે એ વાતથી અમારાં વાંચકો પૂરા વાકેફગાર છે પણ અત્યારે જે હકીકત અમે નીચે રજુ કરીએ છીએ એ સાચું પણ છે અને સ્વપ્નું પણ છે ! માટે કોઈએ ગભરાયા વિના આ લેખ વાંચવો એવી અમારી ખાસ ભલામણ છે.........



એમને સમય બરોબર યાદ નથી–સ્થળનુ ભાન રહ્યું નથી–આજુબાજુની દુનિયાનું અસ્તિત્વ ખ્યાલમાં નથી. આવી ગંભીર હાલતમાં મી. અદી બીલીમોરીયા એક ખુણામાં ખુરસી ઉપર પોતાના સુંદર ચ્હેરા સાથે આયનામાં જોઈ જોઈને વાતો કરતા હતા !

એટલામાં ટેલિફોન આવ્યો !

" કોણ ?...અહીંયા લાલા બાલા કોઈ છે નહીં."

" અરે, હું કહું છું કે મારૂં નામ તો સુધાકર છે."

".....માનો.....હા હા ઘડીભર માનો કે હું લહેરી લાલા છું તો–"

" હુકમ ? મને ? "

" વારૂ, વારૂ સેનાપતિ સાહેબ ! તમે અવાજ ઉપરથી ઓરત હો એમ લાગે છે અને ઓરતને સેનાપતિ બનાવવી—એના હુકમને આધિન રહેવું એમાં હું માન

સમજ્યુ છું. તમારા કહેવા મુજબ હું કાલે ચોરી કરીશ."

આ બધાં વાકયો મી. બીલીમોરીયાના છે–સામે કોણ હતું એ ડાયરેકટર જયંત દેસાઇ શિવાય કોઇ જાણતું નથી. મી બીલીમોરીયાએ એ સેનાપતિના તમામ હુકુમો ઉઠાવ્યા !

:: :: ::

અત્યારે પણ એમને સ્થળ, કાળ અને દુનિયાનું ભાન નહોતું. એ વિચારમાં મગ્ન હતા–કોઇનું ધ્યાન ધરી રહ્યા હતા પણ સેનાપતિ ટેલીફોનથી વાત કરવાને બદલે સામી આવી ઉભી. મી. બીલીમોરીયા સફાળા ઉભા થઇ ગયા.

"સેનાપતિ સાહેબ......સેવક માટે કંઇ હુકુમ ?"

"હા છે, ખાસ હુકમ છે" સેનાપતિના લિબાશમાં મીસ રજનીએ રૂવાબથી કહ્યું.

'ફરમાવો."

"ચોરી કરો."

"ચોરી ? શાની ચોરી ?"

"દિલની."

મી. બીલીમોરીયા એકાએક અને તુરતજ એ હુકુમ માનવા લલચાયા પણ એટલામાં ડાયરેકટરે ઇશારો કર્યો અને લહેરી લાલા અને મીસ રજનીના મ્હોંની નજદીકજ લાકડાના પાટીયાંનો ફટ ફટ એમ બે વખત અવાજ આવ્યો.

"સીન આઉટ કર્યોને ?"

ડાયરેકટરે કેમેરામેન મી. ગોગટેને પુછ્યું–

મી. બીલીમોરીયા જવાબ સાંભળવા ઉભા ન રહ્યા—પોતાના આયના પાસે જઇ પોતાના પ્રતિબિંબને કહેવા લાગ્યાઃ–

"એ યાર લાલા ! આ બધું બને છે તે સાચું યા સ્વપ્ન !"

# પ્રભુ કા પ્યારા

માણસે મંદિર બનાવ્યું પણ પ્રભુ એમાં રહેવા ન આવ્યો. માનવીએ તીર્થધામો પેદા કર્યાં, પ્રભુએ ત્યાં પગ પણ ન મુકયો. હજાર જાતની લાંચ-રૂશ્વતથી—ઇશ્વરને ખરીદવા, નીકળેલો પામર મનુષ્ય માત્ર જાતને છેતરવા શિવાય કંઇજ ન મેળવી શકયો—ન પ્રભુને સ્થાપિત કરી શકયો ન ભકિતનો સહજ આનંદ લઇ શકયો. વિરાટ સ્વરૂપને ખોબા જેટલા હ્રદયમાં સમાવી દેવાની શકિત છતાં માણસે બહારની દુનિયામાં જ ફાંફાં માર્યાં. હ્રદય મંદિરને બદલે માટીના ઢેરામાં ઇશ્વરના આસન નિર્માણ કરવાની એણે ધૃષ્ટતા કરી.

*   *   *

પ્રભુને એ ચાર હાથ પગવાળું પ્રાણી કલ્પી લેવાની વાત જેમ વિજ્ઞાનયુગને હાસ્યાસ્પદ લાગે છે તેમ માનવી પોતે જે વાત સહજ કરી શકે છે એના સુત્ર સંચાલનની શકિત પણ કોઇ અગમ્ય સત્તાને સુપ્રત કરવાની આગળ વધેલા આદમીનો અહંકાર ના પાડે છે. એ પુકારી ઉઠે છે કે હું ઇચ્છું છું-હું પુરૂષાર્થ કરૂં છું હું અમલમાં મુકું છું-છતાં એનો યશ પેલો અદરાય ઇશ્વર શાનો લઇ જાય?

×   +   ×

બુધ્ધિ અને શ્રધ્ધાની આ વિજ્ઞાનયુગમાં પ્રવર્તેલી અથડામણી જીવનના પ્રસંગોમાં વણી લઇ એની કરૂણતાને હુબહુ ઝીલી લેવી એ "પ્રભુ કા પ્યારા"નું ધ્યેય છે. ગોહરના અભિનયનો એ ધ્યેયને ન્યાય આપવાનો દાવો છે. ચંદુલાલ શાહની કલ્પનાનો એ વસ્તુ ને ભાષા અને ભાવના દ્વારા ગગનગામી બનાવવાનો ઉદ્દેશ છે. રણજીતને આવું બોલપટ રજુ કરવાનો ગર્વ છે.

*   *   *

"પ્રભુ કા પ્યારા" એ ધ્યેય, એ દાવો, એ ઉદ્દેશ અને એ ગર્વ સાર્થક કરવા રૂપેરી પરદા પર ટુંક સમયમાં આવે છે.

---

# ગોહર



ગુણસુંદરીની કલ્પનાની સાથેજ **ગોહર** જન્મી, પણ જન્મતાંની સાથેજ એણે રોવાનું શરૂ કર્યું. ખરૂં પુછો તો એને રોવા શિવાય બીજો આરોજ ન હોતો. એની જબાન ભાષા બોલતાં ન હોતી શીખી પણ મુંગી ગુણી-યલે આંસુથી સીનેમા આલમનું હૃદય જીત્યું !

× × ×

ગુણીયલ મોટી થઇ એણે મનમાં હતું એટલું બધું બોલી દીધું...... આંસુઓ સાથે એનો હૃદયસ્પર્શી અભિનય પણ ભાષા સાથે સુમેળ સાધવા લાગ્યો.

* * *

એ વૃધ્ધાની તરૂણીની નજર બેરીસ્ટરની બૈરી પર પડી અને ગુણીયલ ગોહરે અભિનયના અંબાર પાથરવા ભાષાની ભભકનો પુરો ઉપયોગ કર્યો.

**એ ગોહર** એનાં તમામ પાત્રાલેખનની યશકલગી જેવી એની અદ્દભુત અભિનય કલાનું નિરૂપણ કરતી ભુમિકામાં રજુ થાય છે **"પ્રભુ-કા-પ્યારા"**માં એ અજોડ અભિનેત્રી કરૂણ રસની સાક્ષાતમુર્તિ બનીને આવે છે.

# હું સુખ ભુલવા માગું છું

દુઃખ ભુલવાનો પ્રયત્ન તો સૌ કોઇ કરે પણ મી. બીલીમોરીયા સુખ ભુલવાનો પ્રયત્ન કરે છે. એમને પુછો એટલીજ વાર એ કહી દેશે કે મારૂં સુખ તમે લઇ જાઓ !

:: :: ::

સાંજ પડે અને જનાબ એકલા છટકી જાય છે. ચોપાટી, એંડરટેન્ડ અથવા તો સર ફીરોજશાહ મહેતા ગાર્ડન્સમાં એકાંત ખુણો શોધીને ગુપચુપ સુમસામ બેસી રહે છે. પીધેલા હોવાનો ઢોંગ કરે છે–તે એવા હેતુથી કે એમને કોઇ બોલાવે નહીં–એમની સાથે વાત કરવાનો પ્રયત્ન કરે નહીં.



એમની પાસે બહુ પૈસા છે. જેવી લક્ષ્મી ચંચળ છે એવાજ એના એક પરમ મિત્ર પણ ચંચળ સ્વભાવના છે. પોતાના દોસ્તની ભાવિ પત્ની સાથે દોસ્તી વધારતાં એ દિલોજાન દોસ્તને જરાય આંચકો નહોતો આવતો. આમ આ લખપતિના નબીરા એમની દોલતથી મળતા અથાગ સુખને ભુલવા આવી એકાંતનો આશ્રય લેતા હતા.

એક દિવસ સાચેસાચ મી. બીલીમોરીયા જરા લ્હેરમાં બેઠા હતા–કોઇ ન સતાવે એવી જગા શોધીને. પણ અચાનક એમના બાંકડા પર કોઇ યુવાન કન્યા આવી બેઠી.

એ બોલી...." ચાલશુ ?"

પણ એટલું બોલતાંની સાથે એ યુવાન બાળાનું જીગર ટુકડા ટુકડા થઇ જતું હતું–

મી. બીલીમોરીયા આ સુખ નહોતા ભુલવા માગતા. જુઓ રૂપેરી પરદા પર આવે છે " પ્રભુ કા પ્યારા ".

## મેં

આકાશની વીજળીને વશ કરી વાયુના રજકણોને કબજામાં લીધાં, અગ્નિની જ્વાળાને દાસી બનાવી સાત સાત સમુદ્રોની છાતી ચીરીને મેં મારૂં સ્વામીત્વ સિધ્ધ કર્યું.



## હું

પૈસાથી દુનિયાને તાબેદાર બનાવું છું. મહેરબાની કરૂં તો કોઇને તારી દઉં છું. લાલ આંખ કરૂં તો તારાજ કરી દઉં છું. એક હાથમાં કંઇકના જીવન રાખું છું-બીજી મુઠીમાં મોતનો સામાન સાચવું છું.

**છતાં મારાથી મોટો કોઇ ઇશ્વર છે એમ કહેનારને હું પાગલ ન કહું તો શું કહું ?**

માનવીના આ અહંભાવનો પડઘો એક શ્રીમાન શેઠ સાહેબ પોતાના પુત્રના શિક્ષકની સાન ઠેકાણે લાવતાં પાડી રહ્યા હતા.

અને એ શિક્ષકના પ્રતિ ઉત્તરમાંથી એક એવી ચિનગારી ઉડી કે એમાંથી પ્રકટેલી સર્વભક્ષી આગમાં કંઇક હોમાઇ ગયાં.

યાદ રાખો

# પ્રભુ કા પ્યારા

આવે છે ટુંક સમયમાં રૂપેરી પરદા પર

જેમાં મુખ્ય કામ કરે છે--જો હ ર



બોંબે ઓપટીકલ કું.

ચશ્મનાં સંગાથી ચશ્માં

લેટેસ્ટ સ્ટાઇલની રણજીત ફ્રેઇમો,
હુક્સ, ક્રાઇસ, પેબલ્સ, અને
ગ્લાસના વેપારી

એ મેળવવા
આહીંજ
આવજો.

The
BOMBAY OPTICAL
COMPANY

૩૪૭, કાલબાદેવી રોડ
મુંબઇ.



**Gohar, E. Billimoria & Khatoon**
**in "PRABHU-KA-PYARA"**

ગોહર, ઇ. બીલીમોરીયા, અને ખાતુન
"પ્રભુ-કા-પ્યારા"માં

A CHANDULAL SHAH PRODUCTION.



E. BILLIMORIA proves his mastery over makeups in "LAHARI LALA". He will be a new idol, for feminine fans to enshrine their hearts, and men to admire.

A JAYANT DESAI PRODUCTION

ઇ. બીલીમોરીયા

"લહરી લાલા"મા

# ગોહર ગોલ્ડ મેડલ્સ

## જાહેર થયેલું એની પસંદગીનું પરીણામ

**૧ લી મે ૧૯૩૫ થી ૩૦ મી એપ્રીલ સુધીના**
**પુરા થતા વર્ષ દરમ્યાન**

સૌથી ઉત્તમ ચીત્રપટ — ન્યુ. થીએટર્સ લીમીટેડ **દેવદાસ** માટે

સૌથી ઉત્તમ વાર્તા — **શ્રી. ચંદુલાલ શાહ** બેરીસ્ટરની બૈરી, માટે

સૌથી ઉત્તમ ડીરેકશન — **શ્રી. શાન્તા રામ** અમૃત મંથન માટે

સૌથી ઉત્તમ અભિનય — પુરૂષ કલાકારમાં **ચન્દ્ર મોહન** અમૃતમંથન માટે

સ્ત્રી કલાકારમાં **ગોહર** બેરીસ્ટરની બૈરી માટે

ગોહર ગોલ્ડ મેડલ કમીટીની વાર્ષિક સભા શ્રી. દયારામ શાહના પ્રમુખપણા નીચે શુક્રવાર તા. ૩જી જુલાઇએ સાંજે પાંચ વાગે મળી હતી, જેમાં શ્રી. વસંતરાય દેસાઇ જેઓ બીમારીને અંગે ન હોતા આવી શક્યા એ શિવાયના તમામ સભ્યોએ હાજરી આપી હતી. સભાના કામકાજની શરૂઆતમાં શ્રી. ચંદુલાલ શાહે એક ઠરાવ રજુ કર્યો કેઃ—

> **રણજીત ફીલ્મ કંપની ગોહર ગોલ્ડ મેડલ્સની યોજના માટેનું ખર્ચ આપતી હોવાથી રણજીત તરફ પક્ષપાત થશે એવી ગેરસમજુતી ઉભી ન થાય એટલા માટે રણજીત ફીલ્મ કંપનીના ચિત્રપટો પસંદગીની ગણત્રીમાંથી બાકાત રાખવા.**

આ ઠરાવ સર્વાનુમતે ઉડાડી દેવામાં આવ્યો હતો, કારણ કે સભ્યોની દલીલો એમ હતી કે હીંદી સીનેમા ઉદ્યોગના એક વર્ષ દરમ્યાન રજુ થયેલાં તમામ બોલપટોમાંથી પસંદગી કરવાની હોવાથી કોઇ પણ ફીલ્મ કંપનીના બોલપટોને એમાંથી બહાર ન રાખી શકાય.

તે પછી શ્રી. નાથાલાલ દોશીએ બીજો ઠરાવ સભા સમક્ષ રજુ કર્યો હતો કેઃ—

> **વાર્તા માટે મેડલ આપવાનો હેતુ સ્ક્રીન માટે સુન્દર વાર્તાઓ લખવા સારૂ પ્રોત્સાહન આપવાનો હોઇ સ્ક્રીન માટે ખાસ અને મૌલીક લખાયલી વાર્તાઓને જ મેડલ**

એનાયત કરવા સારૂ ગણ-
ત્રીમાં લેવી.

આ ઠરાવ સર્વાનુમતે પસાર થયો હતો. તે પછી શ્રી. ચંદુલાલ શાહે એક વધુ ઠરાવ રજુ કર્યો કેઃ–

કમીટીને મેડલ આપવામાં દિશાસુચન મળે એટલા માટે નિર્ણય કરતાં પહેલાં બહારના અભિપ્રાયો લેવા.

આ ઠરાવ સર્વાનુમતે ઉડી ગયો હતો. તે પછી નગીનલાલ શાહે પોતાનો ઠરાવ રજુ કર્યો હતો કેઃ-

કયા ચિત્રપટોને વર્ષ દરમ્યાનમાં મેડલની વ્હેંચણી માટે ગણત્રીમાં લેવાં, એ બાબતમાં હું એમ ઠરાવ રજુ કરૂં છું કે, ૧ લી મે ૧૯૩૫ થી તે ૩૦ મી એપ્રીલ ૧૯૩૬ સુધીમાં નવાં રીલીઝ થયેલાં બોલપટોનેજ વિચારણા માટે લેવાં.

આ ઠરાવ ઉપર મતભેદ થતાં ૩ મત પક્ષમાં અને ત્રણ મત વિરૂધ્ધમાં પડયા હતા. પ્રમુખે ઠરાવની વિરૂધ્ધમાં પોતાનો વધારાનો મત આપવાથી ઠરાવ ઉડી ગયો હતો.

ત્યારબાદ શ્રી ચંદુલાલ શાહે મુંબઇમાં તમામ થીએટરોમાં ૧લી મે ૧૯૩૫ થી તે ૩૦મી એપ્રીલ ૧૯૩૬ સુધીમાં ચાલુ અથવા નવા રીલીઝ થયેલા તમામ બોલપટોનું લીસ્ટ વિગતવાર વાંચી સંભળાવ્યું હતું. અને ત્યારબાદ એ વર્ષ દરમ્યાન સૌથી વધુ ઉત્તમ ચિત્રપટ, ઉત્તમ વાર્તા, ઉત્તમ ડીરેકશન અને ઉત્તમ અભીનય માટે (જેને માટે બે જુદા જુદા ચાંદ આપવાનું નક્કી કરવામાં આવ્યું હતું–એક પુરૂષ કલાકાર માટે અને બીજો સ્ત્રી કલાકાર માટે) ચાંદ આપવા સારૂ મત ગણત્રીનું કામ હાથ ધરવામાં આવ્યું હતું. તમામ સભ્યોએ પોતપોતાના મત સેક્રેટરીને સુપ્રત કર્યા પછી પ્રમુખે ગણત્રી કરીને પરીણામ જાહેર કર્યું હતું.

વર્ષ દરમ્યાન સૌથી ઉત્તમ ચિત્રપટની મત ગણત્રીમાં 'દેવદાસ'ને ત્રણ મત મળ્યા હતા, 'ધર્માત્મા'ને બે મત અને 'અમૃત મંથન'ને એક મત મળ્યો હતો. પ્રમુખે 'દેવદાસ'ને વધુ મતે વર્ષના સૌથી ઉત્તમ ચિત્રપટ માટેના મેડલને લાયક જાહેર કર્યું હતું.

તે પછી ઉત્તમ ડીરેકટરની મત ગણત્રીમાં શ્રી. શાંતારામને 'અમૃત મંથન' માટે ત્રણ મત, શ્રી. ચંદુલાલ શાહને 'બેરીસ્ટરની બૈરી' માટે એક મત, શ્રી બરૂઆને 'દેવદાસ' માટે એક મત અને શ્રી. નીતીન બોઝને 'ધુપછાંવ' માટે એક મત મળ્યો હતો. શ્રી. શાંતારામને વધુ મતે 'અમૃત મંથન' માટે સૌથી ઉત્તમ ડીરેકટર તરીકેનો મેડલ આપવાનું પ્રમુખે જાહેર કર્યું હતું.



વાર્તા બાબત મત ગણત્રી કરતાં 'બેરીસ્ટરની બૈરી' માટે ચંદુલાલ શાહને ત્રણ મત, "ડૉ. મધુરિકા" માટે શ્રી મુનશીને એક મત અને 'દેશદાસી' માટે ચંદુલાલ શાહને એક મત મળ્યા હતા ત્યારે એક સભ્યે એક પણ વાર્તા માટે મત આપ્યો નહતો. 'બેરીસ્ટરની બૈરી' માટે શ્રી ચંદુલાલ શાહને વધુ મતે મેડલ આપવાનું પ્રમુખે જાહેર કર્યું હતું.

અભિનય માટેની મત ગણત્રીમાં પુરૂષ કલાકારમાં શ્રી. ચંદ્રમોહનને 'અમૃત-મંથન' માટે બે મત, શ્રી. સાયગલને 'દેવદાસ' માટે એક મત, અદી બીલીમોરીયાને 'દેશદાસી' માટે એક મત, શ્રી કૃષ્ણચંદ્ર ડે ને 'ધુપછાંવ' માટે એક મત, અને શ્રી, મોતીને "ડૉ. મધુરિકા" માટે એક મત મળ્યો હતો.

શ્રી. ચંદ્રમોહનને વધુ મતે ઉત્તમ અભીનય માટેનો મેડલ આપવાનું જાહેર થયું હતું.

જ્યારે ફીમેલ આર્ટીસ્ટમાં મીસ ગોહરને ચાર મત મળ્યા હતા. બે મત 'બેરીસ્ટરની બૈરી' માટે અને બે મત 'દેશદાસી' માટે, જ્યારે રાજકુમારીને 'દેવદાસ' માટે એક મત અને વાસંતીને 'ધર્માત્મા' માટે એક મત મળ્યો હતો.

મીસ ગોહરને વધુ મતે ઉત્તમ અભીનય માટેનો મેડલ આપવાનું પ્રમુખે જાહેર કર્યું હતું.



સેક્રેટરીને તમામ લાગતી વળગતી પાર્ટીઓને ખબર આપવાનું ફરમાન કરી પ્રમુખે સભા વિસર્જન કરી હતી.

---



ઇ. બીલીમોરીઆ અને ખાતુન "પ્રભુકા પ્યારા"માં

# WIT and WISDOM

*MOHAN :* "How is it you failed in the matriculation Shanta, you said you had written brilliant answers?

*SHANTA :* No, wonder, Mohan, It's only the brilliant answers that have made the examiner say *'Encore'!*

* * * * *

A beggar envies a beggar, and a poet a poet.

* * * * *

*DOCTOR :* "I have been prescribing these pills, to my patients for the last four years, and none has come back with a complaint" . . . .

*PATIENT :* "Evidently, That proves that, "*Dead men tell no tales*".

* * * * *

Youth is blunder, manhood is struggle, old age is regret.

* * * * *

The wife was working at a cross word puzzle. Suddenly she turned round to her husband and asked:—

"What is a female sheep ?"

"EWE," replied the henpecked husband;

And that started the unpleasantness, that spoiled the whole day.

* * * * *

The King may make a Noble man but he cannot make a Gentleman

* * * * *

*CONSTABLE :* "We want you to take part in an identity parade, you won't be kept five minutes."

*VAGABOND :* "They told me that a year ago, and I was kept seven months."

* * * * *

Tears are the noble language of the Eyes.

* * * * *

*DOCTOR :* "Now there is one simple remedy for this recurring thirst, whenever you want a whisky and soda, just eat an apple" . . . .

*PATIENT :* "But . . . . er . . . . fancy, Eating thirty to forty apples a day."

* * * * *

# "Gohar Gold Medals"

Amongst the Pictures released between May 1st 1935 to 30th April 1936:—

For Best Picture - - - - DEVDAS (New Theatres)
For Best Direction - - - MR. SHANTARAM (Prabhat)
For Best Story - - - - - MR. CHANDULAL SHAH (Ranjit)
For Best Acting - - - - - GOHAR (Barrister's Wife)
CHANDRAMOHAN (Amritmanthan)

The Annual Meeting of the GOHAR Gold Medals Committee met on Friday 3rd inst. at 5 P.M. All members except Mr. Vasantrai Desai, who was very ill, were present, Mr. Dayaram Shah presiding.

Proceedings commenced with a resolution moved by Mr. Chandulal Shah. He proposed that Ranjit pictures should not be taken into consideration while deciding to award Gohar Gold Medals as the contribution for the scheme comes from Ranjit Film Company and hence, there is possibility of wrong interpretation for partiality or preference given to Ranjit pictures. Almost all members took objection to the resolution arguing that committee cannot ignore any picture of any Company while deciding to award medals. The resolution was thrown out unanimously.

Mr. Nathalal Doshi than moved his resolution that while awarding medal for the best story written during the specified year only those stories which are specially and originally written for the screen should be taken into consideration as the idea of awarding this medal is to give encouragement for better screen stories. The resolution was put to vote and was unanimously carried. Then Mr. Chandulal Shah proposed that before coming to decision it is advisable to seek guidance and gather opinions from some other sources than our Committee.

This resolution was put to vote and was unanimously thrown out. Mr. Naginlal Shah then moved his resolution that in taking into considering the pictures of the specified year beginning from 1st May, 1935 to 30th April, 1936, for awarding medals, I propose that only those pictures should be taken into consideration which are newly released during that period.

The resolution was put to vote—3 voting for the proposal and three against it. President gave his casting vote against the resolution and it was thrown out by a majority of 4 to 3 votes.

Then Mr. Chandulal Shah read the names of all the pictures released during the specified year in all the theatres of Bombay. The Committee afterwards set to vote for the best picture, the best direction, best screen story, and best performance of the year. As for the performance it was decided to give two medals one for male and the other for female artist. All the members handed over their opinions to the Secretary and president then announced the final decision.

As for the best picture of the year "DEVDAS" produced by New Theatres Ltd., got 3 votes, "DHARMATMA" produced by Prabhat Cinetone got 2 votes and "AMRIT MANTHAN" produced by Prabhat Cinetone got 2 votes. Devdas was declared as the best picture of the year by majority of votes.

As for the best direction of the year Mr. Shantaram of Prabhat got three votes for "AMRIT MANTHAN", Mr. Chandulal Shah got one vote for "BARRISTER'S WIFE", Mr. Barua got one vote for "DEVDAS" and Mr. Nitin Bose got one vote for "DHUPCHAON". Mr. Shantaram was delcared best director during the specified year by majority of votes.

As for the best screen story written during the year Mr. Chandulal Shah got 3 votes for "BARRISTER'S WIFE". Mr. Munshi got one vote for "Dr. MADHURIKA" and Mr. Chandulal Shah got one vote for "DESH DASI", while one member did not vote for any story. Mr. Chandulal Shah's "BARRISTER'S WIFE" was declared the best story of the year.

As for the best performance amongst the male artists during the year, Mr. Chandra Mohan got two votes for his performance in "AMRIT MANTHAN", Mr. Saigal got one vote for his performance in "DEVDAS" and Mr. Eddie Billimoria got one vote for his performance in "DESH DASI". Mr. K. C. Dey got one vote for "DHUPCHAON" and Mr. Moti got one vote for "Dr. MADHURIKA".

Mr. Chandra Mohan's performance was declared best during the specified period by majority of votes.

As for female artists Miss Gohar got four votes, 2 votes for her performance in "BARRISTER'S WIFE" and 2 for "DESH DASI", Miss Rajkumari got one vote for her performance in "DEVDAS", while Miss Vasanti got one vote for "DHARMATMA".

Miss Gohar's performance in "BARRISTER'S WIFE" & "DESH DASI" was declared best during the year by majority of votes.

The President then asked Secretary to inform respective parties as early as possible and the meeting was dissolved.

# Something to Crow About



Eugene Mayers a native of Scranton slept in a bed that he was born for seventy five years, and died in the same bed.

* * * * *

During a thunderstorm in France, lighting struck a sheep-fold, killing all the black ones, and leaving the white ones unharmed . . . . Bye . . . . bye . . . . blacksheep...

* * * * *

"I am not here" is a sentence quite correct, but can never be used.

* * * * *

Tip comes from the intitial of the words, To Insure Promptness.

* * * * *

Nero did not fiddle while Rome was burning, because he was fifty miles away from Rome, and secondly "fiddle" was not yet invented, and he only returned to the Capital when the City was reduced to ashes.

* * * * *

Tips from the passengers to the stewards, on H. M. S. 'Queen Mary', on her maiden Voyage from England to New York, amounted to Rs. 68,125.

* * * * *

The total quantity cf Gold exported from Bombay since Great Britain went of the Gold Standard amounts to Rs. 2,73,79,61,609.

* * * * *

The length of wires and cables used on the "Queen Mary" if stretched in one line would run to 650 miles.

* * * * *

Sealing wax contains no wax,
It is made of shellac, turpentine, and Cinnabar.

---

Catgut is not obtained from a cat.
It is obtained from the intestines of sheep.

---

Banana oil is not extracted from Banana.
It is a by product of Petroleum.

# કુદરતની ખુમારી

લાખોની સખાવત કરવાની શક્તિ ધરાવનારના સંતાનને અનાથાશ્રમમાં જવાનો વખત આવ્યો......

હજારો અનાથોને આંખના ઇશારામાં અનાથ બનાવી દેતી લક્ષ્મી આંખ ફેરવી લે છે ત્યારે માણસની કંઇજ કીંમત રહેતી નથી. તો એના બાલબચ્ચાંની કોને પડી છે!

એક બ્હેન અને એક ભાઇ! રૂપાના ચમચાથી ચા પીનારના સુકુમાર ભાઇને અનાથાશ્રમમાં મુકવા જતાં કરોડપતિની કન્યાને દિલ પત્થરનું જ કરવું પડ્યું.

પણ નિર્દોષ બાલકનું એક વાક્ય બ્હેનનું હૃદય પીગળાવી નાખવા માટે પુરતું હતું-એણે ભાઇને ગળે લગાવી લીધો...
"ચાલ આવડી મોટી ધરતી પડી છે પેટ પુરતું ગમે ત્યાંથી પેદા કરીશ."

પણ આવડી મોટી ધરતીમાં આટલું નાનકડું પેટ ભરવાની કેટલી મુસીબત છે એ ફુલોની સેજમાં સુનારને શી ખબર હોય?

ગરીબાઇ, બીમારી અને કૌટુંબિક આફત જ્યારે એક સાથે આવે છે ત્યારેજ માણસનું મગજ ભમી જાય છે...બાપ જેલના સળીયાની પાછળ-ભાઇ ક્ષયનો ભોગ બનેલો અને જગતના ઝંઝાવાતમાં આમથી તેમ અથડાતી અસહાય યુવાન કન્યા...શું કરે કોની સહાય માગે! એને માગતાં નહોતું આવડતું!

જ્યાં એક વખત સમૃદ્ધિ હસતી હતી-વૈભવ છલકતો હતો અને નાણાંની નદી ચાલી જતી હતી, ત્યાં આવું દૃશ્ય ગોઠવી દેતાં કુદરતને આંચકો ય નહીં આવતો હોય!

પણ આટલી કસોટીમાં શ્રદ્ધાના દીપકને અખંડ રાખનાર એ છોકરીની ધીરજ પણ ખુટી એણે છેલ્લા શ્વાસ ઘુંટતા બચ્ચાને બચાવવા આસમાન જમીન એક કર્યાં...પણ ક્યાંય ફુટી બદામ ન સાંપડી!

આખરે એક કરૂણ ઘટનામાં આખી વસ્તુ કેવું સ્વરૂપ લે છે એ જોવા તમારે પ્રભુ કા પ્યારાનીજ રાહ જોવી રહે છે.

———

# વરસાદ આવ્યો !

સ્ટુડીયોમાં મુકાદમ શેખલાલનો મજબુત હાથ પીત્તળની ઝાલર પર પડયો અને ચપોચપ એક પછી એક સદ્‌ગ્રહસ્થો સીડી ઉતરીને સ્ટુડીઓ તરફ આવવા માંડયા દીક્ષિત અને ચાર્લી પણ નીચે આવ્યા--પણ ડ્રેસ બદલાવ્યા વીના, સીધા સાદા, મેઇક-અપ વીનાના ગ્રહસ્થ માણસ જેવા-

જયંત દેસાઇએ કરડી નજર કરી. 'કેમ મોટા લોકો મેઇક-અપ નથી કર્યો હજુ ! ઘંટ વાગ્યો તે સાંભળ્યો ને ?'

"હાં હાં, પણ મને એમ લાગે છે કે આજે કામ નહીં થાય" ચાર્લીએ જીંદગીમાં પહેલીજ વાર જરાય હાલ્યા ચાલ્યા વિના જવાબ આપ્યો.

"તમને તો એમ પણ લાગશે કે તમે આવ્યા વિના કામ થઇ ગયું છે" ડાયરેકટર સાહેબ ગુસ્સામાં બોલ્યા.

"તમે નહીં સમજ્યા મી૦ દેસાઇ, મી૦ ચાર્લીને એમ લાગ્યું તો એમાં ખોટું શું છે ? વરસાદના દિવસો આવી લાગ્યા છે અને આજે વરસાદ પડે એમ અનુમાન કરીને મેઇક-અપ કરવાની તકલીફમાંથી બચી જઇએ તો એમાં નુકશાન શું ?"

"અને આજે વરસાદ જરુર પડવો જોઇએ કારણ કે 'બાદલ ભી હૈ, બીજલી ભી હૈ.'

"એ શાયરી પછી કરજો. ચાલો જલદી તૈયાર થઇ જાઓ" મી૦ દેસાઇનો હુકમ છુટયો.

દીક્ષિત અને ચાર્લી ફરી સીડી ચડવાની તકલીફમાં આવી પડયા. ડાયરેકટરની અકકલ વીષે, કુદરતની બેદરકારી વિષે, બેકદર દુનિયા વિશે, બે ચાર નવી નવી વાતો કરતા એક બીજાને આવા અપાર દુઃખમાં આશ્વાસન આપતા બન્ને પોત પોતાના ઓરડામાં ગયા.

છેડાઇને બન્નેએ ખુબ કાળજીથી ભભકેબંધ મેઇક-અપ કરી ડીટેકટીવનો પહેરવેશ પહેર્યો. અકકડ થઇને નીચે ઉતર્યા, સેટીંગમાં બન્નેએ પગ મુકયો કે એકાએક વાદળમાંથી વીજળી ઝબકી અને મુશળધાર વરસાદ શરૂ થયો.

"માઇક્રોફોન ઢાંકી દો, બત્તીઓ બુઝાવો...વરસાદ આવ્યો, વરસાદ આવ્યો, ચોમેર અવાજો થઇ રહ્યા અને ચાર્લી ને દિક્ષિત બન્ને આકાશ તરફ જોઇને બબડયાઃ

"અરે યાર ! વરસવું હતું તો અર્ધો કલાક વહેલો આવ્યો હોત તો તારા બાવાનું શું નુકશાન જવાનું હતું" દીક્ષિતે છંછેડાઇ જઇને કહ્યું.

"પણ હવે બંધ રહી જાય તોય શું ખોટું છે ! કામ તો પુરૂં થાય" ડાયરેકટરને જોઇ ચાર્લીએ ટહુકો કર્યો.

"આ વરસાદ કંઇ જલદી બંધ થાય એમ લાગતું નથી" મી૦ દેસાઇએ નીરાશ થઇને કહ્યું.

"ત્યારે અમે મેઇક-અપ ઉતારી નાખીએ ?"

"નહીં, બેસો, વરસાદ રહી જશે ત્યારે તમારૂં કામ લઇશ."

"પણ બીજા બધાને તો તમે રજા આપી ?"

"કારણ કે એમણે વરસાદનું બ્હાનું કાઢી પહેલેથીજ મેઇક-અપ ન કરવાની અકકલ નહોતી દોડાવી"

"ત્યારે અમને અકકલ દોડાવવાની સજા કરવાની છે એમને ?"

"હા, હા, જેમ સમજો તેમ, મહાશયો, પણ જ્યારે વરસાદ બંધ રહેશે ત્યારે તમારૂં કામ લેવામાં આવશે. કદાચ હમણાં પણ લઉં, કલાક પછી પણ લઉં, કે સાંજે છ વાગ્યે પણ લઉં." ગુસ્સાનો દેખાવ કરી ડાયરેકટરે સેટીંગ બહાર પગલુ દીધું.

બન્ને લમણે હાથ દઇને બેઠા. દીક્ષિતને અકળામણ થવા લાગી. એ બબડયો:–

"શું જીંદગી છે! સાચું કહ્યું કે વરસાદ આવશે, તો એ ગુન્હો!"

"આવી મને ખબર હોત તો હું એમજ કહેત કે વરસાદ નહીં આવે!"

"તો પછી મેઇક-અપ ન કરવાનું શું બ્હાનું આપત ?"

"હા યાર! એ મારી અકકલમાં ન આવ્યું!"

"એ તો તું એવો છેજ ઇડીયટ!" દીક્ષિતે બેકાબુ બનીને ચાર્લીને સંભળાવી દીધું.

વાત વાતમાં બન્ને **લહરી લાલાના** દશ્યના સંવાદો બોલવા માંડયા. ધીમે ધીમે વાદવીવાદમાં એ સેટીંગની વચ્ચે આવી ગયા. પોત પોતાની વાતમાં એટલા મશગુલ થઇ ગયા કે આજુબાજુનું એમને ભાન જ ન રહ્યું.

એકાએક "સ્ટાર્ટ!" નો હુકમ અપાયો, લાઇટ ગોઠવાઇ ગઇ અને સીન લેવાયો ત્યાં સુધી આ બન્ને ગ્રહસ્થોને એમજ લાગ્યું કે અમે અમારી વાત ઉપ-રજ લડીએ છીએ. એક શોટ પુરો થયો કે વરસાદ પાછો શરૂ થઇ ગયો. કામ બંધ રહ્યું. સૌ ચાલ્યા ગયા. બન્ને એક બીજા સાથે લડતા લડતા ફરી પોતાની અસલ જગ્યાએ આવીને બેઠા.

ચાર્લીએ થાકીને નીશ્વાસ મુકયો. "મને તો હજુ પણ લાગે છે કે સાચું બોલવામાં સાર નથી. એમ કહ્યું હોત કે વરસાદ નહીં આવે તો આટલી સજા ન થાત!"

મહેતાજીએ આવીને બંનેની આખરે સાન ઠેકાણે આણી.

"તમારૂં કામ પણ લેવાઇ ગયું અને સ્ટુડીઓમાં રજા પણ અપાઇ ગઇ."

"હેં, કયારે ?"

"વરસાદ રહી ગયો ત્યારે."

બન્ને શરમાઇને પોતપોતાના ઓર-ડામાં ચાલ્યા ગયા હજી પણ એ બન્નેએ નકકી નથી કર્યું કે વરસાદ આવવાનો છે એમ કહ્યું એ બરોબર હતું કે નથી આવવાનો એમ કહ્યું હોત તો એ બરોબર હતું.......

ચર્ચા ચાલુ છે!

---

# જ્વાળામુખી

જગત નરી આંખે જુએ છે છતાં કેટલાયે વાતો સામે આંખ મીચામણાં કરે છે. "હોય એ તો એમજ ચાલ્યા કરે" એટલા એક ટુંકા વાક્યથી ભયંકર વસ્તુસ્થિતિ પ્રત્યેની કાળજીનો સમાજ પરિચય આપી છુટે છે– જ્યારે ભારેલો દેવતા ભભૂકી ઉઠે છે ત્યારેજ દુનિયા આંખો ફાડીને જોઇ રહે છે.

યુવાનોને પીઢ અનુભવનો અધિકાર નથી. જ્ઞાનનો એમનો ઇજારો નથી. બહુ થાય તો બે ચાર થોથાં વાંચી નાખ્યા છે એ શિવાય એમને માટે સર્ટીફીકેટ નથી. છતાં અનંત જોમ અને અખુટ શ્રધ્ધાથી જુવાન સમાજના જ્વાળામુખી સામે ઝઝુમે છે......

:: :: ::

વૃધ્ધો પાસે પોતે પોતાની જાત માટે આપી દીધેલાં પાર વિનાના પ્રમાણપત્રો છે, અને એ તમામ પ્રમાણ પત્રોની સચ્ચાઇ માપવાનું પ્રમાણ એ શ્રીમાનોએ વધુ દીવાળીઓ જોઇ છે એટલું જ છે. ઝાઝાં વર્ષ સુધી ટકી રહેલાં શ્વાસોશ્વાસ શિવાય એમની પાસે હવે નવા વિચારોની સામે વિરોધ કરવાનું કંઇ પણ સાધન નથી. એમણેજ સળગાવેલો ભડકો ઓલવવાનો એમની પાસે કંઇજ ઇલમ નથી......

અને એથીજ યુવાન અને વૃધ્ધ એમ બે જાતના વિચાર પ્રવાહો સમાજના સંગ્રામમાં એક બીજાની સામે ગોઠવાઇ ગયાં છે... સમાધાનની તમામ વાતો નિષ્ફળ ગઇ છે. યુવાનો પુકારી પુકારીને કહે છે કે ઓ પોચી પોચી વાતો કરનારાઓ ! કાં તો આ બાજુ આવો અથવા તો સામી બાજુ ચાલ્યા જાઓ–વચ્ચે ન ઉભા રહો !

રિવાજ-પ્રણાલિકા અને જુનવાણી સંસ્કારો સામે ઉગતા આદર્શોની અથડામણી એટલે રણજીતનું શ્રી. મધોકે ડાયરેક્ટ કરેલું એક નવીન ઢબનું સામાજીક બોલપટ.........રૂપેરી પરદા પર આવવા અધિરૂં થઇ રહ્યું છે.



PADMADEVI,
ROZA HATE,
KHATOON,
BHUPATRAI,
CHARUBALA
CHARLIE in
'JWALAMUKHI'
A Madhok Production

ઇશ્વરલાલ, પદ્માદેવી, રોઝા હાટે, ખાતુન,
ભુપતરાય, ચારૂબાલા, અને ચાર્લી
શ્રી. મધોકના નવીન સામાજીક બોલપટ
"જ્વાલા મુખી"માં.

Registered No. B. 3386



રણજી

નુ નામ સામાજીક ચિ
માટે મુલ્ક મશહુર

મ
ત
લ
બી
દુનિય

મુખ્ય પાત્રોઃ—
સીનેમા સ્ક્રીનની મ
રૂપરાણી
મધુરી, રાજા સે
જયંત દેસાઈ ઓ
રણજીતની એ ફી
ઔર ઉમેરો કરે
એક વખત જુઓ
ફરી ફરી જોવાનું મ
એવુ ભાવના અને
શૅની વાતો કર્યા
અર્થહીન કલાના
બજાવ્યા વિના હૃદય
પ્રસગોની યથાર્થતા
કરતું એક અતિશય મ
સામાજીક બો

બે સુમાર ગીરદી વચ્ચે આજથી શરૂ થાય છે

૩ જું અઠવાડીયું

# વેસ્ટ એન્ડ ટૉકીઝ

Edited, Printed and Published by CHATURBHUJ ANANDJI DOSHI for RanjitMovitone (Dadar) at Moj-Majah Printing Press, Khatau Building, Girgaum BOMBAY 4.